# "ગોળવાલા ફોર્ટ ટ્યુશન ક્લાસ"

અને

# ફોર્ટ મૉડલ સ્કુલ.

( કોટનાં ઘુંબાખાનાંની સાંમે. )

## આ ઉધરતાં કેળવણી ખાતાં માટે કોમહિતકારી

## "જામે-જમશેદ"નું એક સત્તાધારી મત :—

"લગભગ પાંચ વરસની પોતાની કારકીરદી દરમ્યાન આ ક્લાસે કેળવણીને લગતી છેલ્લામાં છેલ્લી રૂઢીઓ દાખલ કરી છે અને તે ઉપરાંત ભાશણો મારફતે કેળવણી આપવાની અને તેની રૂએ કુમળા મગજના બચ્ચાંઓને કે પુખ્ત ઉમરના બાનુઓ અને ગૃહસ્થોને જ્ઞાન સાથે ગમત પુરી પાડી છે. ભાશણોની એક હારમાળા ગોઠવવામાં આવી છે કે જેને માટે જાણીતા એજ્યુકેશનીસટોએ પોતાનો ભારે સંતોષ જાહેર કર્યો છે. ઇંગ્રેજી ભાશાથી બેનશીબ રહેલાં બાનુઓ તથા ગૃહસ્થો માટે ટુંક વખતમાં ઘરગતુ ઇંગ્રેજી શીખવાના ક્લાસો છે, જ્યાં મલાજુજા અંદાજા સાથે અનુભવી સ્ત્રી તેમજ ગ્રેજ્યુએટો અને અંડર ગ્રેજ્યુએટો મારફતે ઘણુંજ સંગીન શીક્ષણ આપવામાં આવે છે. પ્રીન્સીપાલ મી૦ એરચ ગોળવાલાની જાતી દેખરેખથી વહેવારૂ ઇંગ્રેજીનું, મ્યુઝીકનું, સીવવા, ભરવા, ગુંથવાનું, બીમારની માવજતને લગતું શીક્ષણ અપાય છે, અને ધારમીક અને નઇતીક કેળવણી ઉપર બાનુઓ ઉપર અનુપમ ધ્યાન આપવામાં આવે છે. સ્કુલે જતાં વીદ્યાર્થીઓ માટેના ક. ખ. થી મેત્રીક સુધીના ખાસ ખાનગી શીક્ષણના વરગો તેમજ આખા દીવસ માટેની નીશાળ ધરાવી આજે આવી હાલતે લાવવા માટે જવાન મી૦ ગોળવાલાએ જર અને જોરની કશી કચાશ રાખી નથી." "જામે જમશેદ" તા૦ ૮-૧-૧૭.

એક નાનું નામ—
કે જેને માટે લંબાણ
વ્યાખ્યાની જરૂર
નથી !



ધોબીતલાવ પરનો
બાદશાહી-ક્રીસ્ટલ

# ફોટોગ્રાફિક આર્ટ-સ્ટુડીયો.

# તારાપોર



આજ કાલ શું ટીપ-ટોપ એરીસ્ટો-ક્રેતીક સોસાયટીમાં કે, શું મધ્યમ વર્ગના લોકોમાં કે શું નીચલા કલાસના આસામીઓમાં મી૦ **જહાંગીર એસ. તારાપોર** બી.એ. નો આ પ્રખ્યાત ફોટોગ્રાફીક સ્ટુડીયો એક સરખો માનીતો છે.

જાણીતા આર્ટીસ્ટ મી૦ **જહાંગીર તારાપોરને** હાથે લેવાયલી એક એક સબી હુનરમંદીનો એક ઉમદા નમુનો હોય છે. એમના સ્ટુડીયોમાંથી બાહેર પડતી દરેક ફોટો કાપી એક આર્ટીસ્ટીક સબજેક્ટ પીકચર હોયછે.

**ભાવો અતીશય કીફાયત છે.**

THE
**PREMIER STUDIO**
OF
**WESTERN INDIA.**

The Crystal
**PALACE**
OF
**ART.**

KALBADEVI,
**BOMBAY.**




છેલ્લામાં છેલ્લી ડીઝાઇન ભરેલા નમુનાનું ગંજાવર સંગ્રહસ્થાન જોવું હોય, તો બાનુઓ જરૂર એકવાર અમારી દુકાને પધારો—જયાં તમો કાંઈ નવુંજ જોશો.

☞ કાંગરેઝ કેનવાસનો નવો સ્ટોક અમારે ત્યાં હંમેશાં મોટા સ્ટોકમાં રાખવામાં આવે છે. ભરતકામની દરેક ચીજો કીફાયતે મલશે.

બાનુઓ માટે ભરતકામને લગતો
જુદો સામાનનું ગંજાવર ખાતું.

બાહાર-ગામનાં ઓરડરો ઉપર તાકીદે ધ્યાન આપવામાં આવશે.



## ગુલેનુર

હાઇ કલાસ રેશમ—ખરીદો તો જરૂર યાદ રાખી—

આ ટ્રેડ માર્ક




જોવાની તસ્દી લેશો.



# જાપાનીઝ હુન્નર મંદી જોવી

## હોય તો ક્યાં જશો?

હરેકજાતના રેશમી તથા સુતરાઉ કાપડ, ગીમાન્સ મકારડઝ, મોર્ન, કમોઝ,




જાપાનીઝ નોવેલ્ટીઝ, આઇવરી વેર, ધી સરસ ચીજો ક્યાંથી ખરીદશો?

# બેશોની કું.

## હોરનબી રોડ.

ભેટ આપવા લાયક ચીજોની ખરીદી કરવાનું
એક હેપી હાઉસ છે તેની નોંધ રાખશો.

# શેકસ્પીયર પુછે છે કે એક નામમાં શું છે?

ઉંચો ટેસ્ટ સફાઇ સુઘડાઈ આર્ટીસ્ટીક ભેટ મોકલવા લાયક મીઠાઇઓ માટે કયાં જશો ?

અરે—એક નામ તેજ એક મોટા ધંધાદારીની સઉથી કીમતી અકસ્યામત છે.

## ગોવીંદજી વસનજી

૩—દુકાનો ચીરાબજાર, થાકોરદુવાર, ગ્રાંટ રોડ.

'ગોવીંદજી'નું પ્રખ્યાત નામ આજે કનફેકશનરોની હરોળમાં સઉથી પ્રથમ દરજ્જો ધરાવે છે. એક વખત દુકાનની મુલાકાત લઇ આભારી કરશો ?




'ગોવીંદજી'નું નામ હવે જગ જાહેર થયું છે સીફારસની કાંઈ જરૂર નથી. ગોવીંદજીની દુકાને વાસી મીઠાઇઓ ઢોઘેલી મલશે નહીં. તેની ખાતરી રાખજો.

**મીઠાઇમાં ચોખ્ખું ઘી વાપરવામાં આવે છે.**

**માત્ર તમારા ઓરડરની ખોટી.**

**Tel. Add. "Sweetmeat."**

**Telephone No. 1656.**

છે આજે મુંબઇમાં એવો કોઇ શખ્સ, જેને મારકેટની અમારી પુરાણી દુકાનનું નામ હજી ખબર નહીં હોય? એવો ઉજમારો જો કોઇ હોય તો તેને માટે રહેવાની સાથી લાયક જગયા મુંબઇ નહી પણ ટીમબકટુ છે!

## ઓછા ભાવે માલ વેચતા સાલેસાઇ ભર્યા પારસી બીરાદરોની આ દુકાન છે.

**ઉંચુ નામ**
**ઉંચુ કામ**
**તેથીજ**
**સોસાયટીનું**
**માનીતું**
**ધામ.**

# આપુ મીનીસ ની કુંપની.

ટેલીફોન ૨૭,૨

**કાપડ મારકેટ.**

ફક્ત એકજ ફેરો અમારી દુકાને આવી જશો-ઉંચી સુધી કોઇ બીજાનું નામ લેવાની જરૂરજ રહેશે નહીં.

શું તમોને ઘણુંજ વીશવાસદાયક ખાતું જોઇએ છે, કે જયાંથી જરાબી છેતરાયા વગર ઘણુંજ સરસ ગરમ યા સુતરાઉ સાદું યા ફેન્સી કાપડ મલી શકે? લેવજી તે આય સામેનું ખાતું છે.

તમોને શું શું જોઇએ છીએ! ફેન્સી કાપડ—સાદું કાપડ—સુતરાઉ કાપડ—ગરમ કાપડ—વગેરે હમારે ત્યાં સંખ્યાબંધ ચીજો મળશે. નવો ખાતરી પુરવક માલ, બજારનાજ ઉતરતા ભાવ, આબરૂદાર ચોખ્ખો વહીવટ એ બધું તમો હમારી દુકાનમાં જોશો.

દુકાનમાં આવ્યા કે ખાસ કાંઇ ખરીદવાનીજ જરૂર નથી—ફક્ત જરા અમારો માલ તો જોઇ જજો-ઘરાકો સાથે નમનતાઇ તથા સાલેસાઇથી વરતવું એ તો અમારો કાયમનો મુદ્રાલેખ છે.

આ

# કોહીનુર રેશમ

જો નહી વાપડયું હોય તો જરૂર બા જરૂર એક વખત વાપડી જુવો—કે એની ઝમક કેવી લાગે છે.



**આનુઓ**—તમે જાણુતા તો હશો કે કોહીનુર રેશમ ભરવામાં સેહેલું—સગવડ વાળું—દેખાવમાં સુંદર—અને ટકવામાં મજબુત છે. એની બરોબરી-માં કોઈ રેશમ નથી.

ભરવાને લગતો દરેક સામણ ઉન, કેનવાસ, રેશમ, પટા—સ્પેગલ, દાણા સુરતી ગજી ભરેલી કોરો, ટોપીઓ, સલીપરો, તક્યાઓ વીગેરે ચીજો કીફાયતે અમો વેચયે છીયે.



તમો જાણુતા તો હશો કે અમોએ ભરત કામ માટે એક્ષીબીશનમાં ચાંદો તથા સરટીફીકેટો મળવ્યા છે.

☞ બહાર ગામનાં ઓરડરો ઉપર તાકીદ ધ્યાન આપી તુરત મોકલવામાં આવે છે.

તમે બીજે ત્રીજે રસ્તે
આડા ફાંટોજ નહીં તો પછી
"ડેનજર" નાં પાટીયાંથી
તમે ચમકોજ શું કામ?—
સઉથી સેહલો—સીધો—
સલામત રસ્તો બસ

# કાત્રક કું૦

નોજ છે.




કાત્રકના એરેટેડ વોટર્સએ આજે મુંબઇમાં એકે અવાજે સ્વીકારાયલાં

સ્વચ્છ સ્વાદીષ્ટ

**અફલાતુન પીણાં છે.**

તે ત્રીસ લાખની કોઠી દાવરને બરનાં—ના તેર રૂપીયાના પગારવાલી તેણીની આયાને એકસરખાં લાયકના એરેટેડ વોટર્સ છે.

કોઇ રેસ્ટોરાંમાં, હોટલમાં, કલબમાં યા ઇરાનીને ત્યાં જાઓ તો

**કાત્રકનોજ**

સોડા, લેમન કે બીજો સ્વીટ ડ્રીંકમાંથી તમારો ગુડટેસ્ટ બતાવજો.



ઉંચી ચાનું એક
મઘમઘતું પ્યાલું
તો જીંદગીની એક
અનુપમ મોજ છે!




તે તનનીજ નહીં—
પણ મનનીબી એક
મોતેબર મોજ છે.

ચાને નામે ગમે તેવોબી શકમંદ રગરો પીને દેહ બગાડો તેનાં કરતાં તો હજી સાદું નીરમળ પાણી પીને મન મનાવો તે બેહતર!

ઝાડના દાખલાં કે કોલસાની ભુકીનો ઉકાળો પીને તમે હાઆશ—હુશ કરતા હોવ તો હવે—આ ફાંકડી પ્રીમરોઝ ચા ત્રાઈ કરો.

—o—
રતલ
ના
૧૪
આના
—o—




—o—
પાંચ
રતલ
ના
રૂ. ૪
—o—

દરેક જાણીતા સ્ટોરકીપરો પાસથી
મળી શકશે.

નીલગીરી હીલ્ઝથીજ બ્લેન્ડ થઇને આ
નામાંકીત ચા પાધરી અમારે
ત્યાં આવે છે.

# અફલાતુન.

એક પારસી સંસારી નાટક.

( ત્રણ અંકમાં. )

રચનાર—મી૦ ફીરોજશાહ જહાંગીર મરઝબાન, એમ.એ.

તે "કોચીનો સાહુકાર,"—"વારસી–ના–કબુલ,"—"જીવપર જોરાવરી,"
"નસીબની લીલી,"—"અંગ્રેમેન્યુસ સાથ એગ્રીમેંટ,"—"આઇતાં-
પર કોઇતું,"—"મોહબત કે મુસીબત,"—"માસીનો માકો,"
"હેન્ડસમ બ્લેગાર્ડ,"—વગેરે વગેરેના કર્તા.




પારસી નાટક મંડળીને માટે છપાવી પ્રસીદ્ધ કરનાર
મેસર્સ ફરામજી ડી. અપ્પુ, રતનજી ડી. અપ્પુ, મેહરવાનજી મીનીસ.

મુંબઈ:
જે. બી. મરઝબાનની કુાં૦ જામે જમશેદ પ્રીંટીંગ વર્કસ,
બેલાર્ડ હાઉસ કોટ.

૧૯૧૭.

મુબઇ:

આ "અફલાતુન" નાટક મી૦ ફીરોઝશાહ જહાંગીર મરઝબાને રચ્યો છે. અને તે 'જામે જમશેદ' પ્રીન્ટીંગ વર્કસ, ઍલાઈ હાઉસ, (મેંગ્લોર સ્ટ્રીટ, કોટ, મુંબાઈ) મધે માણેકજી નવરોજી પ્રીંટરે છાપ્યો છે, તથા આ નાટક સ્ટેજ કરનાર પારસી નાટક મંડળીના માલેકોએ આ પુસ્તક ગ્રાંટરોડ વીકટોરીયા ઠીએટરમાં પ્રગટ કર્યું છે.



મારી વ્હાલી બેહન જરબાઇ,—

તથા

મારી વ્હાલી બેહન ગુલબાઇ,—

કેટી દાવરની કાંહણી—"જીવપર જોરાવરી"—નો મારો નોવેલ રૂપી અવતાર મેં આપણી બેહશ્તન પ્યારી **પુટલી**ની પવીત્ર યાદને અર્પણ કર્યો છે—

તેજ કથાનું આ નાટકરૂપી સ્વરૂપ—"**અફ્લાતુન**"—તમો મારી હેતવંતી, ગુણવંતી બે બેહનો ને તમારી પરવાનગી વગર પ્યાર સાથે **અર્પણ કરૂં છું.**

જન્મથી આજની ઘડી સુધી મારાં સુખ દુઃખ માં સાચ્ચાં દીલે શરીક થઇ તમો બંને બેહનો એ મારી ગમ જે માયા અને વાહલ સદા દેખાડયું છે—મારી કલમકશીની અદના કોશેશો માં તમો બેઉએ હંમેશાં જે ઉલટ અને ઉત્તસાહ દેખાડવી ચાલુ રાખી છે—આ 'અફ્લાતુન' ખેલ ના 'ગેટ-અપ' માં બી તમે જે કીમતી મદદ મને આપી છે—તેના દેશાનની આટલી મારી તર્ફની એક નજીવી પણ ખરાં વાહલ સાથની નીશાની તમો સ્વીકારશો તો હું ખુશી થઇશ.

લા૦ તમારો વાહલો ભાઈ

પીજામ.

ન્યુ ચરનીરોડ, તા૦ ૨૪ મી સપટેંમબર ૧૯૧૭.

# દીબાચો.



"મામાને ઘર લગન અને માએ પીરસનાર!" ભાઇ ફીરોજશાહ મરઝબાન સાથ આ એમના નવા નાટકે મને "મામા—માસીના"નું નાતું કરાવેલું છે, અને તેવા સંજોગમાં એ નાટક માટે માહરેજ એક દીબાચો લખ્ખવાનું—મને ભય છે કે—નુકતેચીનીની આંખે જોઇએ એટલું યથાયોગ થનાર નથી. વળી મને પોતાને એ ધોરણ કોઇ રીતે ઘણો જરૂરનો લાગતો નથી, અને માહરાં પોતાનાં લખેલાં અને પરવરતાવેલાં પુસ્તકોમાં મેં એ લાભ કદી જાણ્યો નથી. એક દીબાચો તે કાંઇ નુકતેચીની નથી, અને એક દીબાચા (એટલે એક પુસ્તકને લગતા ખુલાસા) માં લેખ્ખક પોતે જે કાંઇ પોતાની તરફનું કેહવાનું હોએ તે જેટલું યથાર્થ કહી શકે તેટલું એક ત્રાહીત આસામી કહી શકવાનો નથી; મગર ભાઇ ફીજામ મને એ દીબાચો લખ્ખવાની અરજ કરતાં ખાત્રી આપે છે કે એમનાં આ આગમચ બાહેર પડેલાં અનેક પુસ્તકોમાં એમણે એજ ધોરણ પર કામ લીધું છે, અને, તેથી, આ નાટકનાં પુસ્તકને તેઓ એક અપવાદરૂપ બાહેર પડેલું જોવા ચાહતા નથી. એટલા—માટે, એ સંજોગ વચ્ચે, કોઇ બીજો ગ્રહસ્થ એ સંબંધમાં લખે તે કરતાં મનેજ એકાદ બે બોલ લખ્ખવાનું વધારે વાસ્તવિક જણાએ છે, કેમકે આ ખેલમાં ગાયનો માહરી નાકેશ શકતિનાં કરેલાં હોવાને લીધે એ ખેલનો હું પોતે પણ એક અંગ—ભાગ થવા પામ્યો છું, અને એ માહરોજ નાટક હોએ તેમ હું એના ઘણા નીકટ સંબંધમાં આવ્યો છું.

ભાઇ ફીજામનો આ ખેલ એમની આ આગમચ બાહેર પડેલી એક નૉવેલ નામે "જીવપર જોરાવરી" ઉપરથીજ એ ભાઇએ ઉપજાવ્યો છે, એટલે એના "પ્લૉટ"માં કદાપી સંસારી નાટકની પ્રેક્ષક આલમને એ ઘણો નવો પુરવાર થવાનો નથી;

પણ તોબી નાટક તેની રચણામાં કાંઇ એટલી બધી કાબેલ્યતથી ઉપજાવામાં આવ્યો છે કે મને માનવાને લાલચ થાય છે કે એ બાઇની એ વારતાએ જે રસ અને ઉમંગ જમાવ્યો હશે તે કરતાં સેંહેંકડો દરજ્જા વધારે આ નાટક રંગ જમાવશે, અને એ માહરાં પ્રમાણીક મતની જો કોઇ પુરવારી જોઇતી હોય તો એ નાટકમાં માહરી પોતાની જે ઉપર કેહવા મુજબની મીસ્કીન હીસ્સેદારી ને શામીલગીરી મેં આપી છે તે છે. ભાઇ પીજામનાં કેહવા મુજબ "જીવપર જોરાવરી"ની એમની વારતા કોઇ એકજ નૉવેલનું ઍડેપટેશન નથી, પણ જુદી જુદી ત્રણ નૉવેલની મેલાવત કરીને એવણે એ અમલો ઉભો કરેલો છે; અને શોકીન સમજદાર આલમ માહરાં મતને આ ખેલ જોતા કેડે મલતીજ થશે કે એ કાંઇ થોડી જેહમત અને થોડી કાબેલ્યતનું કામ નથી, કેમકે અક્કલપસંદ રવેસે જુદી જુદી વારતાઓનાં વલાંની એ જાતની વણુત કાંઇ બધાજ કરી શકે નહીં.

મને પોતાને આ નાટક ખરેખર ઘણો ગમ્યો છે, અને નાટકોના સમાગમમાં હું ઘરડો થયો છું એટલે એ માહરૂં અનુમાન, અનુભવ સિદ્ધ મેં નક્કી કરેલું, આયંદા જુલભરેલું પુરવાર થનાર નથી એમ માનવા ને જાહેર કરવાની મને હીંમત થાએ છે. નાટક બધાથીજ લખી શકાતા નથી, અને એકાદ નાટક એક કે બીજાં કારણથી ફત્તેહમંદ થયો હોએ તેથી તે નાટકકારની કારકીર્દીને એક નાટક લખનાર તરીકે તેજસ્વિ સ્વિકારવા મેં હંમેશ ડરાવથી ના પાડયું છે; પણ આ "અફલાતુન" નાટકમાં મેં લેખકની શકિતનો તે કસ જોયો છે કે જે એ નાટકને ફત્તેહમંદ નહીં કરે, અને બીજા એવાજ થોડાક નમુનેદાર નાટકો લખવાને એમને સમર્થ નહીં કરે તો હું ઘણો અજબ થવશ.

આ નાટક એક સાદું, અક્કલમાં પેસતું આવતું, પારસી સંસારને લાગુ પડતું, દીલપઝીર ચિત્ર છે, અને કદમોદમ તેની નસીહતમાં તે ખાલી નથી તે મને અગતકર્તાને ગમ્યું છે. એક મજબુત મગજની છોકરી શું અને કેટલું કરી શકે તે આ નાટકમાં

જોવાએ છે, અને પારસી આલમમાં કેટી દાવરની કીસમની મજબુત મનથી કામ લઇ જાણતી ઠરાવવંતી છોકરીઓ નથી થતી એમ કોઇ કદી કહી શકનાર નથી. વળી ડાકટર અરદેશરની "કૅરેકટર" તકોબરીના તોરથી ઉંચકાઇ જતા અને પૈસાના લાભમાં મરીચરી રહેલા રીતની ભીખના ભીખારીઓનો એક મનન કરવાજોગ દ્રષ્ટાંટ રજુ કરે છે, અને કેટી અને એ ડાકટર વચ્ચેની ચાલુ ધુરકાધુરકી ને હાજાતોજીમાં ભાઇ પીજામે ઘણે ઠેકાણે ઘણીક કમાલ કરેલી છે. ખાસ કરીને શીરીન ગાંધીને ત્યાં કેટી સંગીત શીખવવા આવે છે ત્યાં, એ બે એકલાં પડતાં, જે સંવાદ એમના વચ્ચે થતો બતાવ્યો છે તે તાલીના ગગડાતોપરજ ઉંચકાશે, અને એવું એવું તો આ નાટકમાં જાબજા ઘણું છે. બધી આગેવાન કૅરેકટરો એકથી એક જોરાવર છે, અને તે પુરાણી અને પ્રસિદ્ધ "પારસી નાટક મંડળી" ના એવા કસાએલા અને કરવૈયા ખેલાડી ગ્રહસ્થોને સપુર્દ થયલી છે કે તેમની તારીફલાયક હુન્નરમંદી હસ્તક એ ખેલ ઘણો ઇનસાફ પામશે, ને એકાદ બે આંગલીના કાપાઓ પરજ ગણી લઇ શકાએ એવા પુરાણા ને પંકાએલા પારસી સંસારી નાટકોમાં જાયુકનીજ નામના સાથ શામીલ થવા પામશે એવી માહરી ગણત્રી છે.

ભાઇ પીજામે આ ખેલપર પોતાનો બધો જાન પટકી નાખ્યો છે એમ જો હું કહું તો વાંચનારાં સાહેબોએ સહરાગત માનવાની નથી, કેમજે તે મેં અંગત અનુભવથી જોયું છે. એ ઉધરતા અને ઉલટમંદ નાટક—લેખકનો પેહલો પ્રયાસ—"માસીનો માકો"—પણ કાંઇ નાખી દેવાનો નાટક લખાયો નથી, પણ તે જો જોઇએ એટલી ફત્તેહમંદી હાંસલ ન કરી શકયો હોએ તો તેને માટે કેટલાક તેવા પ્રકારો ને સંજોગો હતા, કે જે તે ખેલ બાહેર પડતાં સાથે તે માટેની "જામે જમશેદ" માં પ્રગટ કરેલી માહરી નુકતેચીનીમાં મેં વધતા ઓછા સમજાવ્યા છે; અને તે થોડી ઘણી નાસીપાસીથી હોય કે કેમ, પણ આ નવા નાટકને જોર સોહોરથી ફત્તેહમંદ કરવા એ માહરા જવાંન મિત્ર આ વેળાએ મેં જોયું કે ધરયા ધરાયા નથી, અને અજબ અને ખુશી થવાનું તો

એ છે કે "પારસી નાટક મંડળી" ના સાહસીક માલેકોએ બી ડુલ્લાં દીલથી આ નાટકને એક નામાંકીત ફત્તેહ બનાવા જર ને જેહમતની કોઈજ કચાસ થવા દીધી નથી. એ ગ્રહસ્થોએ એ ખેલપર પાપડીની પેરે પૈસા વેરયા છે, અને સીન સીનરીની મનોહરતા અને ડ્રેસીસ અને અસબાબ વિગેરેની સંપુર્ણતામાં, ભાઈ પીજામના કેળવાયલા ટેસ્ટને માન આપી, એ માહરા પુરાણા દોસ્તોએ હજારોના ખરચે આ ખેલમાં એટલું બધું કરયું છે કે એ સઘળી એકત્રતા આ ખેલ એક જોવાજોગ ફત્તેહ પુરવાર થવાની જાણે ગેરંટીજ થઈ પડે છે.

વળી "મેરી અઢેલી મત ભુલ્યો!!" મેં જયારે અફલાતુન ભાઈ પીજામના આ અફલાતુન પારસી સંસારી નાટક "અફલાતુન" બાબે માહરાં પ્રમાણીક મત મુજબનું આવું બધું અફલાતુન ચીતરી મારયું છે, ત્યારે એ ખેલમાં રજુ થતાં માહરાં ગાયનો માટે પણ માહરે થોડુંક બોલવું એવડું સજાવાર થશે. આ ખેલમાં —જેમ માહરા પોતાના હરેક નાટકમાં જોવામાં આવ્યું છે તેમ— સઘળાં ગાયનો માહરી ગરીબ કોશેશનું પરીણામ છે, અને તે સંસારી નાટકની શોકીન આલમની પ્રસંશા પાત્ર પુરવાર થશે એમ માહરે ઉમીદ રાખવાની છે. એ માંહેલી ઘણીખરી રાગણીઓ નવીજ છે, અને મને ભય છે કે ગાનારનાં ગળાં, કાયનાત, સ્થળ અને પ્રસંગ એ બધાંપર નિઘાહ રાખી અનકુળ રાગરાગણીઓજ પસંદ કરતાં મેં મને રાહો આપનાર માહરા કુશળ મિત્રોનું લોહીનું પાણી કરયું છે: પણ પરીણામ, તેથી, મને માનવાને ઉમંગ રહે છે કે ઘણું સારૂં થયું છે. અલબત, એ માહરાં કામમાં મને જો જશ મલે તો તે ઘણે દરજજે "પારસી નાટક મંડળી" ના સમજદાર સાજીંદા ગ્રહસ્થો ભાઈઓ નાગરદાસ, રૂસ્તમ વિગેરેને અને ખેલાડી ગ્રહસ્થો મેસર્સ મોહન, ભગવાનદાસ, પીરોજશાહ મિસ્ત્રી વિગેરેને આભારી છે. મેં અનુભવસિદ્ધ જોયું છે કે દેશી સંગીતમાં એ ઘણાખરા ગ્રહસ્થો ઘણું સમજે છે, અને માત્રા અને તાલમાં વટીક તલ માત્ર પણ ફરક ન આવે,

એટલુંજ નહી પણ શબ્દોના આકારમાં પણ સંપુર્ણતાજ સચવાતી હોઆ તે કીસમનાં ગાયનો એ માહરા મિત્રોની મરજી અનુસાર બાંધી આપતાં માહરે જોકે પરીશ્રમ કરવા પડયો છે, પણ એમની એ સમજદારી હેતથી વખાંણીને મેં ઘણી ખુશીની સાથે તેમ કરયું છે, અને સામટી રીતે, તેથી, આ નાકેશ ગાયનો સમજદાર વર્ગને પણ પુરતો સંતોષ આપતાં થવાનુંજ સંભવે છે.

વળી ઇંગ્રેજી ગાયનોની રાહો વિગેરે માટે હું માહરા જવાંન મિત્ર પીજામ પોતે અને ભાઇઓ ખુરશેદ અને રૂસ્તમ પોંડીને આભારી છું. એ ભાઇઓ ઇંગ્રેજી સંગીત સારૂં સમજે છે, અને તેમણે મને એ ડીપાર્ટમેન્ટમાં ઘણી સવળતા અને મદદ કરી છે.

છેલ્લે, આ આખો નાટક એ રીતે ઘણી મોટી મેહનતે અને ઘણા મોટા ખરચે, પારસી સંસારી નાટકની શોકીન આલમની મોજ અને ખીદમત સારૂ, તેયાર કરવામાં આવ્યો છે, જ્યારે ભાઇ પીજામે, વળી, દેશી નાટકની રંગભુમીમાં એક કદમ આગળ વધી પોતાના ખેલમાં સીનેમાના પ્રસંગોવાર દેખાવો પણ આમેજ કરાવાની પેહેલ કરી છે, અને એ બધી ધધુખર અને ધામધુમની રોણક સાથ, નજદીક એક આખાં વરસની મેહનત પછી, જાહેરમાં રજુ થવા પામેલો આ "અફલાતુન" નાટક સંસારી નાટકની શોકીન આલમના મોટા આશરાને પાત્ર પુરવાર થશે એમ માનવાની મને ઘણી ઉમેદ રહે છે.

બ. ન. કાબરાજી.

ઓકટોબર, ૧૯૧૭.



અદી—(ફફડીને) લે ચાલો માયજી, આવાં બામરયાં ગમાર ઇડીયટો સાથે તકરાર કરયા કરશું તો આપરૂંખી ભેજું પોચું પડશે.

હુમાયજી—ચાલો, ખરેખર હવે જતે. સુનામાય, ખરશેદબાઇ, અમે જઇયેછ, હું—સાહેબજી !

ખોરશેદ—સાહેબજી, હુમાયજી. (હુમાયજીને સેકહેન્ડ કરે છે.)

અદી—(મોટેથી હસીને) વાહ આય તો નવું કૌતક ! ગામરેની ખરસેદબાઇને સેકહેન્ડ સઉ કરતાં આવરેછ. અવાસ બરી ગીયા ને કોયલા રેહી ગીયા ! હે—હે—હે !

(હુમાયજી અદી જાય છે.)

ખોરશેદ—મી૦ જાલભઇ, તમારા દોસ્તદારને કેની તે અમારા જેવાં ભાચાજી પોચોને નામની ઘણીજ સુગ છે. (હસે છે) તમુને આજે મારે લીધે ઘણી તસ્દી પડી, અં– માફ કરજોજી.

જાલ—અરે એમ! તસ્દી શાની ? તમારી સાથ આજે એમ નવઇ જેવી રીતે ઓરખાણ પરીછ તેથી હું ઘણોજ ઘણોજ ખુશી છેઉં, મીસ મહેતા (સુનામાયને) ચાલોજી, હું રજા લેઉંછ.

ખોરશેદ—(તેને સેકહેન્ડ કરતાં) આવજો અં, બા. સાહેબજી.

સુનામાસી—હા ભઇ, આવજો, સાહેબજી.

જાલ—(જતાં જતાં બાજુએ) પોન માઇ વડ ! She is an absolutely charming girl ! એની આંખમાંજ બધી કરામત છે ! હું ઇચ્છુંછ કે એને કોઇ વખત હું પાછો મલી શકું. (જાયછે.)

ખોરશેદ—(હસીને) કેમ, માસી ડીયર, આજે રંગ જોયો?

સુનામાસી—જા—જા ! દાહડાબરી ! આજે સાંજથી હું બધું રોખરૂં જોવુંછ. તાહારની મારા પેટમાં ફાર પરીછ કે ભઇજી કેવો રહવારો પારસે.

ખોરશેદ—વરી ભઇજીને વચમાં લાયાં કે? તેવણ શુ કરશે? મને ઉંચકીને કુવામાં નાખી દેશે? બલા લેતી!

સુનામાસી—જો મરી જાઉં, કેટી, હજુરની સમજ, તારે લીધે મને કેવું સાંભરવું પરશે. ઓ ખોદાય, મારાં તો હારેહાર ધ્રુજેછ.

(ખોરશેદ સુનામાસીનાં ખભાંપર હાથ મેલી કાનમાં કહે છે.)

ખોરશેદ—ગઇ કાલ સાંજથીજ ડા૦ અરદેશર આપરાં જેવાં ગરીબ ગામરીયાંઓ સાથ જે રીતે વરતેછ તેથી તમારાં હારેહાર નહીં ધ્રુજતાં કે?

સુનામાસી—અરે પણ એ જાણતો નથી તેથી—

ખોરશેદ—હા–હા–જાણતો નથી તેથીજ! જાલ ઉમરીગરની જાણતો નથી તેથીજ તે આજે એક સાચ્ચા ગ્રહસ્થની માફક મારી સાથ વરત્યો! ચાલો, હવે મુંગા મુંગા ઘેર ચાલો. મને વધારે તમારી ટકટક નથી જોઇતી.

(ખોરશેદ, સુનામાસી, અમીના ત્રણકે જણાં જાય છે.)

# સીન ૨ જો.

→⁂:o:⁂←

[દેખાવ—મેહરનોશજી વજીફદારના મકાન ગુલાબવાડીના કમપાઉન્ડનો એક ભાગ—એક બાજુએ લાકડાંનો રસટીક બાજટ છે.]

[મેહરનોશજી* વજીફદાર સદરા બદીયાન પર બગીચામાં ફરતા ફરતા ગાય છે.]

મેહેરનોસ—કરણીજ તેવી ભરણી અંતે તો પામો!
અંતે તો પામો, યારો, કરો જેવાં કામો!—કરણીજ.
બુરી કરણી કરવાવાલાં—પાપી નીષ્ટાનાં રીજાલાં
અકલાએ ઠાલાં; અંતે મૂખ કાલાં; બુરા અંજામો!
—કરણીજ.

ભુંડું કરી ભલુંજ માંગે—હાથે કીધું હૈયેજ વાગે;
માગે તેવું પામે! વાવે તેવું આવે!—ભલાં બુરાં કામો!
—કરણીજ.

લોક મને ધસેલો કહેછ! પણ લોકને થોડોજ ખ્યાલ છે કે આય ગંધાર જેવી ગુલાબ વાડીમાં ગોંધઈ રહેતો પૈસેપુર ડોકરો મેહેરનોશ વજીફદાર બંદો કચ્ચકંઇનાં માથાં ધસાવી મુકનારો ગાયકવાડી સોનેરી ટોલીનો અફલાતુન મુખી માકો મદારી પોતે છે! મનેબી શું પછાડા લાગાછ કોણ જાણે! એકલો અટુલો માંદા મરઘાંની માફક અહીં ઝુરીયા કરતાં હવે તો કંઠે પ્રાણ આયોછ! કંઇ હુંટફાંસ, મારફાડ, કીના કપટ, દગલબાજી સાથ દાવપેચો અજમાવવા પાછો જીવ વખ વખ થાયછ. કંઇ નવો રંગ જમાવવો જોઇયે. અહો! એ કોણ આવેછ? મને લાગેછ કે પેલો મારો ભત્રીજો કોઇ હાંગકાંગથી આવી મુવોછ તે હોશે. ખબર કાહડતાં મેં જાણ્યુંછ કે એવણ મુરબ્બી નાક પર લીંબુંબી ઠરવા દેતા નથી!.

ચાલો—જાહરે આવી તક મલીછ તો જરા ભત્રીજાજી નો તો રંગ તપાસ્યે !

[ મેહેરનોશજી બાજુએ ભરાઇ જાય છે. ડા૦ અરદેશર વજીફદાર ઇંગલીશ ડ્રેસમાં દાખલ થાય છે. ]

અદી—(અહીંથી તહીં લટાર મારતાં, સ્વગત)—એબી એક કરમની કાહનીજ તો—કે હું મારા પોતાના સગા કાકાને ઓરખતો નથી ! ને તેવણુને નજરે જોયાબી નથી ! (હસે છે.) મારા મેહરનોશજી કાકા અહીં રહેછ. આય એવણુની ગુલાબવારી ! જગા તો ફાંકરી છે. જોઇયે હવે અંકલજી થતા ધાંખ્ખરાજીબી એવાજ ફાંકરા છે કે નહી. લોક તો કહેછ કે ડોકરો ચાકલેટ મુવોછ. છેહલાં સત્તર વરસ થયાં હું—એવણુના બેહસ્તી ભાઇનો એકપુરો દીકરો—હાંગકાંગ પરેલો ઉતો, તેટલાં આ હેતવંતા કાકાએ મને કેટલાં કાગળો લખ્યાં ? બે ! અને તેબી ચાર ચાર લીટીના. (ફફડે છે) પણ શું કરયે ? ગરજ મોરી બાપડી ! મને પક્કી ખબર મલીછ કે ડોહાજી પાસે નાખી દેતાં પાંચ સાતેક લાકરીનો જીવ છે ને બૈરી છોકરાં કોઇ નથી. વેલ ઓલ રાઇટ, દેખા જાયગા ! (હસેછ). બચ્ચા અદી, તુંબી નસીબ પુજીને આયોછ—અં ? એક ગમથી આય ખખ્ખડીવખ્ખડી ચયલા બરડા કાકાનો આઇતો દહલો ને બીજી મેરથી સુરતનો કોઇ મારો ગબ્બર મામો બેજનજી દાવર કરીને મુવેલો છે તેનો જમઇ થવાનો ! ( હસે છે). પણ કાંહ છે?—કોઇ કારૂં ચહયુંબી અહીં કે તહીં દીસતું નથી. કનફાઉન્ડ ધીઝ ઓલ્ડ ફોગીઝ ! અંદર જઇને ખબર કાહડ-વીજ પડશે.

[ અદી ધસારા સમેત અંદર જવા, માંડે છે તેટલાં મેહરનોશજી વજીફદાર, જેવણુ મેલા સદરા પંગા

તથા અખેચાની ટોપીમાં ઉંધાડે પગે આવે છે, તેવણુ સાથ ધરરર કરતો અફલાઇ જાય છે. અદી ભોંયપર પડી જાય છે. આઇગ્લાસ ઉડી જાય છે. ટોપી ખાબોચ્યામાં ખરડાઇ જાય છે.]

અદી—(ખુબ ખીજાઇને ઉઠી ઉભો થતાં) યુ ગદ્દધા? આંધરા ભીતની કાની ચાલી મરેછ? સામબે જોઇને ચાલતાં ડોરા ફુટી ગીયાતા કે?—તું કોણુ છે?

મેહરનોશજી—(ડાચું કસકાવીને) માણુહ છેઉં—હઉવે.

અદી—માણુસ કરતાં કોઇ ચીમપાન વાંદરો વધારે લાગેછ. (મેહરનોશજી હસે છે.) અરે, એમ હસયા શાનો કરી મરેછ?

[અદી મેહરનોશજીને એક કકડાવીને મુક્કી મારી જમીનપર તોડી પાડે છે અને પછી ઉપરથી બે ચાર લાત લગાવી પોતાની લાકડી વડે ફટાફટ ફટકા લગાવે છે.]

અદી—(ઉસ્કેરાઇને) હરામખોર! બદમાશ! તું એક કંગાલ કમીનો બખરચી મારી સામબે આટલી બજાજી કરવાની શેખી કરેછ? તારૂં માથું ભાંજી નાખશ—તું મને ઓરખતો નથી.

[મેહરનોશજી વળી ઠંડે કલેજે હસે છે અને પછી આસ્તેથી ઉઠીને ઉભો થાય છે.]

મેહરનોશજી—હામ્બેબ, તમે કોણુને પુછો?

અદી—કારા ચોરને! તું કોણુ છે?

મેહરનોશજી—ઈકાં રહેતો છું. વાડીનું મનીખ થાઉ, હાઍબ.

અદી—હેંગ ધીઝ હાંડા માસ્તરઝ! કાકાનેબી બીજાં ધુવડો મલતાંજ નથી કે તારા જેવા અગલી બુટોને અહીં લાવી વસાવીયાછ? બાગમાં પક્ષીઓને બીધરાવી ઉરાડવા વાસ્તે 'સ્કેરક્રો' તરીકે તુંને ઉભો રાખતા હોશે? ચાલ નીકલ મારી આગળથી, યુ સ્ટુપીડ એસ! જઈને અંદર મી૦ મેહરનોશજીને કેહ કે હું આયોછ—હું તેવણુનો ભત્રીજો થાઉં—હું ડાકટર અરદેશર વજીફદાર.

[મેહરનોશજી આસ્તેથી બાજટપર ગોઠવાઈ બેસે છે.]

મેહરનોશજી—(શુદ્ધ પારસી ઉચ્ચારે) બહુ સારૂં. શું હોકમ છેજી ફરમાવો, ભત્રીજા સાહેબ!

અદી—(ફગલાઈને) હેં? તમે-તમે-કોણ? (બાજુએ) અરરરર મોહરઓકાણુ!

મેહરનોશજી—હું તમારો કાકો મેહરનોશજી વજીફદાર ખુદ બ ખુદ પોતે! બોલો ડાકટર, તમુને મારૂં શું કામ પડયુંછ?

અદી—હું-મને-મકુજે-તમે મારા કાકા! મને માફ કરજોજી. મેં તમુને ઓળખ્યા નહી. આય કપરાંમાં—

મેહરનોશજી—કંઈ નહી બા, કંઈ નહી. એવા તો મેં મારી જીંદગીમાં કંઈ સેંકડો વખત માર ખાધેલા. ધીસ જમતાં જમતાં જનમ ગીયો ને દીલમાં બધે ગોબાબી પરીયાછ.

અદી—મારી ભુલ થઈ, સાહેબ—

મેહરનોશજી—અરે ભુલ શાની બા? એક ગરીબ માણુસને તમે લાત મુકી મારીને ગાળ દેઓછ ને પૈસાવાળા કાકાને સાહેબ સાહેબ કરોછ તે આપરે જાણી લીધુંછ. બીજું વધારે એમ જાણુયુંછ કે ભોંયપર પડેલા એક ગરીબ બુધા માણુસ ઉપર ફરાફર લાકડી ઉગામતાં તમુને સારી આવરેછ. બીજું કંઈ કહોછ, ડાકટર સાહેબ?

અદી—(બાજુએ) તોબાહ! મેં શું આય છબરડો કીધો! (મોટેથી) સાહેબ, ગીયે અઠવાડયેજ હું ને માયજી કરી હાંગકાંગથી આયાં. આટલા દાહરા તમારી આગળ અવાયું નહી તેથી દલગીર છેઉં.

મેહરનોશજી—તમે મોટા ડાકટર પરીયા એટલે તેરાંની વાટ જોતાં'તા! ને તેરૂં નહી આયું તાહરે જખ મારીને આયા—કેમજે તમે જાણતાં'તા કે કાકા પાસે ચીચોરા છે.

અદી—નહીજી હું તો આજે તમુનેજ મળવા આયોછ. ઘણુ વરસે તમુને મલ્યો, સાહેબ—

મેહરનોશજી—એ બધી લભ્ભાસ જવા દેવો. તમે તમારા ગબ્બર કાકાની દોલતના સુંધારા લેવા આયાછ તે હું બરોબર સમજુછ.

અદી—(ચીરડાઇને) શેઠ, તમારા પૈસાની વાત લાવ્યા કરી તમે મને અપમાન કરોછ. તમે પૈસા—પૈસા શું બોલ્યા કરોછ? તમારા પૈસા વગર હું કાંઇ બેસી રહેવાનો નથી, સમજીઆ?

મેહરનોશજી—કેમ બા, પાછો ભેજાંમાં પવન ભરાયો કે? પાછી મારી ઉપર હાથ ચાલાકી કરવાનો વીચાર હોય તો જરા અગાઉથી હવે તો કહેજો, અં કે!

અદી—મેહરનોશજી કાકા, જરા મારૂં સાંભળો. તમે મને ગેરઇનસાફ કરોછ. તમે મને અઠરી પરીયા તારે હું કાંહ જાણતોતો કે તમે મારા કાકા છેઓ?

મેહરનોશજી—નહીરે, તમે તો ફકત એમજ જાણતાતા કે હું એક હરામખોર બદમાશ ને—છે—તે—હાંડામારતર—અબરચી—ને—ચીમપાન વાંદરો—ને—ઘરડું ઘુવડ—ને—જુઠ છેઉં! પણ હવે બધી પંચાત છોરો ને તમે કહેવા શું માગોછ તે બોલી દેઓ, અરદેશર બા!

અદી—હું એમ કહેવા માગુંછ કે મારે લાયકનું કંઈ કામ હોય તો હું—

મેહેરનોશજી—તમારે લાયકનું કામ? હા છે. મારા બાગમાં પક્ષીઓને બીધરાવી ઉરાડવા વાસ્તે એકુ "સ્કેરક્રો' જોઈયેછ. આપરે છે તે જો ઉમેદવાર તરીકે તમે—

[અદી જવા માટે ઉભો થાય છે.]

ઓ! કેમ, સીધારોછ કે?

અદી—(તરડાઈને) તમે ખરેખરા ભેજાંના કડક છેઓ! હું અહીં આયો તાહરે જુદા આવકારની મેં આશા રાખી'તી. પણ હું હવે જોઉંછ કે લોક તમુને માંથાથી ગીયેલા કહેછ તેમાં જરાબી નવાઈ નથી. તમારા પૈસા! તમારા એવા નજીસ પૈસાની મને (ટચાકડી ફોડીને) આટલીબી દરકાર નથી.

(ચાલી જાય છે.)

મેહેરનોશજી—(હસીને સ્વગત) પોરીયો તો ઘોડે ચઢીનેજ આયો તો! પણ કમબખ્ત જાણુતો નથી કે બંદાનેબી બધા વા વાગી ચુકાછ. બાપરે, એને જો પૈસા બઇસા મળે કેની તો મારો વાહાલો રોજ ખરચો ડજન ખુનો કરયો જાય! છટ—મારો ઠરાવ હવે મજબુત થયોછ. એ ટુકતો હવે મારે મનથી જીવતોજ નથી. પેલી છોકરી શીરીનનોજ વીચાર હવે તો સટલ. ગેઇ પરમ દહારનું મેં પેલા ચંડાલ ગુસ્તાદને વલસાડ લખ્યુંછ તો ખરું કે જરૂર મને આવીને મલી જાય જે વખત જાય તેમાં એ નખોદ ગીયો આવતોજ હોશે?——

(ગુસ્તાદ કાનફાટયો લ્હેર લ્હેક તપખીર સુંઘતો હસ્તે મોહડે આવે છે. પછવાડે એક ઘાટી એક ત્રંક અને એક બેડીંગ ઉંચકી લાવે છે.)

મેહરનોશજી વજીફદાર—(ઉમર વર્ષ ૫૯)—ડાૅ૦ અદી વજી-ફદારના કાકા. પોતે પુશકળ શ્રીમંત હોવા છતાં જંજાલ ભરી, રેહમત ભરી લટખટ જીંદગીમાં મજાહ મેળવતા વીચીત્ર ખ્વાસના ફુમારા ડોકરા! ગાયકવાડી સુનેરી ટોળીના અફલાતુન મુખી, લકબે "માકો મદારી." પાછળથી "મુસાજી" ના છુપા અવતારમાં ગુસ્તાદ કાનફાટયા પ્લીડરનું માજનુ જોતા જાલમ "ધાંખરાજી"

જાલ ઉમરીગર—(ઉમર વર્ષ ૨૯)—એક હેન્ડસમ, ભલા ખ્વાસનો લાયકીવાલો, લાગ-ણીવાલો જવાન બારીસ્ટર; એદલજી ઉમરીગરનો બેટો; કેટી દાવરનો દીલબર—પાછલથી તેણીનો ભરથાર.

ગુસ્તાદજી કાનફાટયા—(ઉમર વર્ષ ૬૫)—ગુજરાતના ગામ-ડાંઓમાં ધંધો ચલાવતો એક બદ-માશ લુચ્ચો ડીસ્ટ્રીકટ પ્લીડર. રજે-રજનો એક બ્લેકગાર્ડ. મેહરનોશજી વજીફદારનાં વસીયતનો એકઝીકયુટર—શીરીન ગાંધીનો ત્રસ્ટી. ચા-નજી કાનફાટયાનો કાકો; પાછળથી છુપાછુપ પીરોજબાઈ ગાંધી (શીરી-નના માયજી) સાથ દાણા પાડી જઈ શીરીનપર સીતમ ગુજારનાર એક લફંગો વકીલ. કેટી દાવરની જાહેર ખબર પ્રમાણે તેણી સાથ હજાર રૂપીયાને પગારે "પરણી જનાર" એક "ભાડુતી ભરથાર"!!

ચાનજી કાનફાટચા—( ઉમર વર્ષ ૩૫ ) ગુસ્તાદજી કાનફાટચાનો પોશાગીર હાંડામાસ્તર ભત્રીજો! માકા મદારીની સોનેરી ટોલીનો એક સભાસદ. શીરીન ગાંધીનો આશક!

શીરીન ગાંધી—( ઉમર વર્ષ ૨૦ ) પ્રથમ પોતાની વીધવા માતા પીરોજબાઇ સાથ અતીશય કંગાલ્યતમાં અહમદનગર રહેતી એક ભલી, રાંક, દીલસોજી વાળી બ્યુટીફુલ છોકરી. પાછળથી મેહરનોશજી વજીફદારની વારેસ; ડા૦ અદી વજીફદારની દીલદાર—પાછળથી તેની ધણીયાણી.

પીરોજબાઇ ગાંધી—( ઉમર વર્ષ ૪૨ ) શીરીનની માતા; પહેલાં રંડાપો ભોગવતી એક મુફલેસ બાઇ—પણ પાછળથી ગુસ્તાદજી પ્લીડરના તરકટમાં સામેલ થઇ, તેનીજ સાથ તદન છુપાછુપ લગન કરી બેસી, પોતાની દીકરી શીરીનને ખોટી રીતે મેહરનોશજીની દોલતની વારેસ બનાવનાર એક નબળાં મનની લગાર આપમતલબી સ્ત્રી.

તેહમુરસ રૂ. હીવેચા—(ઉમર વર્ષ ૩૩)—એક તદન લહેરી, ચોટ્ટે ખુશાલ, હસ્મુખો, રંગીલો, રમતો પંખી. પોતે ફુલુસ માણીસ હોવા છતાં તદન સ્ટાઇલીશ ઇંગ્રેજી કપડાં સજી પોતાને મોટા સુધારાવાળામાં ખપાવવાની ફુંકરાજી મારતો સ્માર્ટ–સેટ, અલબેલો જવાન્યો. તેહમુલજીનો જોડયો ભાઇ———આબેહુબ ચેહરામાં તેહમુલજીને મળતો આવતો. બીલકુલ આગળ વધેલા વીચારો ધરાવનારો એક "રીફારમર." નાજાંનો ખાવીંદ.

**નાજાં દીવેચા**—( ઉમર વર્ષ ૨૭ )—તેહમુરસની ધણી-યાણી; એક સમજુ અને સારાં સહુકવાળી જવાન બાનુ. પોતાના પતીને આંકોશમાં રાખી જાણતી એક ઠાવકી દેખાવલી અબલા.

**તેહમુલજી રૂ. દીવેચા**—( ઉમર વર્ષ ૩૩ ) તેહમુરસનો જોડયો ભાઈ—તદન તેહમુરસને દેખાવમાં મળતો આવતો એક ઓહ્યા ગપાટ "અલાહીબાગ્યો"! પોતે ચાર પાંચ લાખનો ધણી હોવા છતાં સાદાં માદાં કપડાં સજીને ભણવા ગણવા-માંજ મોજ માનનારો એક દીનચુસ્ત ઓરથોડોક્ષ જરથોસ્તી; ઠીઓસોફીમાં લીન બની 'અક્કલઠીઝમ' ના વેહ-જાંમાં પડેલો એક ભોલો, પણ ભલો, નીરદોશ ભાઆજી બોચ! ફ્રેનીનો પતી. એનકોકથી ઘણે વર્ષે એકાએક કોઇને જણાવ્યા વગર મુંબાઇ આવેલો!

**ફ્રેની દીવેચા**—( ઉમર વર્ષ ૨૬ ) તેમુલજીની ધણી-યાણી; એક ધટમદાર ગોરી જવાન બાનુ. લગાર ફૅશનેબલ અને સુધ-રેલા વીચારો ધરાવતી એક સ્ત્રી.

**આલીફુઇ**—( ઉમર વર્ષ ૬૬ )—તેમુલજી તથા તેહમુરસના બુસોર્ગ ફુઇજી. બહુ જુના વીચારવાળાં ધર્મચુસ્ત બાઈ. ચીચોડાં વાળાં. રંડાયલાં—છોકરાં છૈયાં વગરનાં.

**બાપુજી તચકરા**—( ઉમર વર્ષ ૫૮ )—નાજાં દીવેચાના પીતા. તેહમુરસના સસરા.

**મંચેરજી મગોલ**—( ઉમર વર્ષ ૫૨ )—એક ગરમ મીઝાઝના લગાર આકળા જરથોસ્તી.

કુંવરજી કોપરબ્બાસ—( ઉમર વર્ષ ૪૮ )—ફ્રેનીના કાકા. "મેડનેસ" નાં દર્દને ઉંડાણથી અભ્યાસ કરવાનો ધખારો લઇ બેહેલા એક વીચીત્ર પારસી.

રતનજી—( ઉમર વર્ષ ૫૬ )—મેજનજી દાવરના પુરાણા અને અતી વીસ્વાશુ વફાદાર અંગત પારસી કારભારી. પોતાના શેઠ ઉપર શીદાગીરી બતાવતો મદદનીશ.

અબદુલ—( ઉમર વર્ષ ૨૩ )—જાલ ઉમરીગરની બચગીથી સાથે રહેલો અને પોતાના જવાન શેઠ ઉપર જાન કુરબાન કરતો એક અતી નીમકહલાલ, ચંચલ મુસલમાન નોકર.

તેહમીના—જાલની બેહન.

પેસી—નાજાંનો ભાઇ.

હોમી દાવર—તેહમુરસનો મીત્ર.

અમીના—કેટીની મુસલમાની આયા.

ગંગા—નાજાંની કોલણ આયા.

બીંદા—ગુસ્તાદજીનો નોકર.

ડા૦ મેકોનકી—એક કનસલટીંગ ફીઝીશીયન.

ડીટેકટીવ પટવરધન, પોલીસ ઇનસ્પેકટર, પોલીસ સીપાઇ દાદા મેટકી અને લક્ષીયો—ગુસ્તાદજી તથા ચાનના મળતીઆઓ.

રામો, માલી, બટલર, વગેરે.

શ્રી પૌક દાદાર અહુરમઝદની મદદ હોજો.

# અફલાતુન.

## એકટ ૧ લો.

### સીન ૧ લો.

[ દેખાવ=વીકટોરીયા ગાર્ડન્સનો એક ભાગ. ઈંગ્રેજી સીંગ બેંન્ડ એક વોલ્ટ્ઝ વજાડે છે. ]

[ ખરસેદબાઈ હસ્તી હસ્તી આવે છે અને પોતાનો સાદો માદો લેબાશ જોઈ ખુબ હસે છે. ]

ખોરશેદ—(સ્વગત) મારો આય અવતાર જોઈને મને પોતાને શું વું હસ્વું આવેછ ! ( હસેછે ) હું કેવી સોબઈ ગોટો લાગુંછ—અં ? ( હસેછે ). ગેઈ કાલે સાંજે સુરતથી અમે લોક આવીને કોલાબાનાં સ્ટેશનપર ઉતરયાં કે આપરે તો વેટીંગ રૂમમાં ભરઈને કપરાં બદલી નાખ્યાં ને કેટી મડમ પરથી ખરસેદબાઈ ગોરાણી બની ગીયાં ( હસેછે ) ને પછી આય સુનામાસીની સુરીવાની સારી અને બંદીયનમાંજ પાંડેની

સેનીટેરયમમાં ગીયાં! (હસેછે). આય તારા બોલ્યાં ગપાટ અવતારમાં મને જો પપા જેવ બોય તો— ડીયર મી! Wouldn't he get awfully wild! હી હી હી! (ખુબ હસેછે).

[સુનામાસી અમીના આવે છે અને કમ્મરે હાથ દેઇ દુરથી ખોરશેદ ગમ વસણાયલું ડાચું કરી જોયા કરેછે.]

સુનામાસી! વરી તમે એવું બરીયું ધુપ્પરાયલું ડાચું કીધું! (હસેછે)

**સુનામાસી**—(કપાલે હાથ લગાડીને ફફડેછે) મર—મર—રાન મેટ! તારી સુજે હું બી સુઇ વરસ વેચું છ. તું શું ઉંડાં પાણીમાં ફરેછ તે મને કંઈ સમજ પરતું નથી, દુકતી (કેઠી હસેછે) ચાલ! વરી એમ નફટ થઇને હસ ના.

**ખોરશેદ**—નહીં, નહીં, ચાલો હવે હસશ નહીં! પણ શું કરં? બરીયો મારો હસવાનો સ્વભાવ છે તે મુવું રહેવાણું જ નથી! આય તમારૂં બદીયન મને કેવું 'ફીટ' આવેછ—અં! ને આય છોરીયાં જેવી તમારી સપાટ—! (ધુમ હસેછે).

**સુનામાસી**—રોક જાણુરે! હું ઘરડી ડોહીને તું એમ અહી ઘેલાં કહરાવવા માગશે એવું જો જાણતે તો હું તારી સાથ મુંબઈ ઘસરઇ આવતેજ નહીં.

**ખોરશેદ**—(પટાવીને) યુ ડીયર ઓલ્ડ સુનામાસી! મારી મરજી પ્રમાણે કરવા દેવાને તમે મને વચન આપ્યુંછ. હવે છેલ્લી ઘરીએ એમ પાછાં ફરી જવા માગશો તો—તો—આય જોઇ! (ખોરશેદ સુનામાસીના દાબા હાથપર જોરથી એક ઝીણી ચમટી તોડે છે).

સુનામાસી—ઓ તું હરવાઇ જાયરે! બધું બોટુંબી કાહરીયું! બલા જાણુરે મારી! હું કાંહ એ તારી આપદામાં ફસી! અરે પણુ કંઇ કામ બગરીયું તો, દુકતી,—ભઇજી આપરી ઉપર કેવો દહવારો પારશે તેનો તો વીચાર રાખ!'

ખોરશેદ—કંઇ કામ બગરતું નથી ને કોઇ દહવારો પારવાનું નથી. બસ હું તેની જોખ્મદાર છેઉં. માસી, પેલાં મારાં ફુઇ હમાયજી ને તેવણુનો દીકરો અદેશરજી હમણા થોડોજ વખત થયો આપરે ઉતરયાંછ તાંહ પાંડેની સેનીટેરીયમમાંજ છે. માય દીકરા ઘણે વરસે હાંગકાંગથી અહીં પાછાં ફરીયાંછ એટલે તે લોક આપુને કાંહુથી ઓરખ્ખવાનાં ઉતાં, કેહોની?

સુનામાસી—અરે પણુ ઘેલી, ભઇજીએ તો સુરતથી એ લોકને લખ્યું હોશે કેની કે તું ને હું પાંડેલની સેનીટેરીયમમાંજ—

ખોરશેદ—નહી નથી લખ્યું. બાવાજીને હું સમ સોગન આપી આવીછ કે એ લોકની ઉપર આપરે વાસ્તે કંઇજ લખે નહી.

સુનામાસી—મુવાં કોટક! એવો બરીયો છાનપુતલાંનો નાચ નાચવાની જરૂરજ શું છે—પણુ તે!

ખોરશેદ—(સુના માસીની ગરદન આસપાસ બે હાથો વીંટાળી ચાંપીને કોટી કરે છે.) માસી, બાવાજી જારે બે ચાર દાહરા રેહીને મુંબઇ આવશે તારે જરા કુહરીને રહેશે—પણુ આય સુન્ના જેવી તક મલીછ તેટલાં મારે બધો રાહઘાટ જોઇ લેવોછ. જો માસી બરાબર યાદ રાખજો હું—ને જોરે અમીના માછું કેહુંછ—હુસ્યારી રાખજે. કંઇ ભાંગરો વાટયોછ તો તું જાણુ? મારૂં નામ–છે–તે–ખરસેદબાઇ; હું પારડીના પેતીદાર બમનજી મેહતાની દીકરી, તમે મારાં માસી સુનામાય–કેમ ધ્યાનમાં ઉતરીયું?'

સુનામાસી—અરે હારે હા–ભેજું ખાઇ ગેઇ! ઓર માદુ ને તારે ગમે તેમ ડોહરાં ડોહવ્યા કર. મને શું?

ખોરશેદ—માસી ડીયર, હુમાયજી પુઇ તો ખીચારાં મજાનાં છે—પણુ એવણુના પેલા જીભરૂં દીકરાજી અરદેસર તો નાકપર માખ નહી બેસવા દેતા જો! મારા માય ખરસેદબઇ મેહતાના એબદસા જેવા ગામરયણુ સકાર જોઇને રૂરા ડાકટરજીનું ટીચકું આજે સહવારે કેવું ચહરી ગયલું–અં (ધુમ હસે છે)—ઓ ઘએો સામબેથી હુમાયજીજ આવેછ.

[ હુમાયજી આવે છે ]

આવો હુમાયજી, તમેબી આજે અહીં ફરવા આયાંછ કે?

હુમાયજી—હા માય સાહેબજી—હું ને મારો અદી કરી જરા ત્રામમાં નીકરી પરીયાં. કેમ સુનાબાઇ કેમ છેઓ? ઠાક ઉતરી કે?

ખોરશેદ—નહીરે જી, ઠાક શાની એવણુને લાગતી'તી? અમે ગામરેનાં ખેતરોમાં આખો દાહરો મેહનત કરીયે એટલે અમારાં હાર તો ખરતલ થઇ રહેલાં. મકું હુમાયજી, તમે હવે અહીં મુંબઇમાંજ જાથુકનાં રેહશો કે માય?

હુમાયજી—હાજી, મારો અદી હવે અહીં નહીં તો સુરતમાં પ્રેકટીસ ચલાવવા માગેછ.

ખોરશેદ—એમ કે? તારે એવણુનાં બૈરી છોકરાં તો હાંગકાંગમાંજ રહેલાં હોશે, તે લોકને—

હુમાયજી—બૈરી છોકરાં? મારો અદી તો હજુ પણુવા અદરાવાનો છે, ખરશેદબઇ. એનું તો ઘણું કરીને એના મામાની છોકરી સાથે થશે.

ખોરશેદ—મામાની છોકરી? અં, તમારા ભાઇ તારે—છે તે હાંગકાંગમાં હમણુા—

હુમાયજી—નહી માય–મારા ભઈ બેજનજી દાવર તો સુરતમા આજે વરસો થયાં રહેછ. તાંહના મોટા લક્ષાપતી શેઠયા છે ને મોટા મેહેલ જેવા બંગલામાં રહેછ. તેવણુને પેટે એકપુત્રી દીકરી છે તેની સાથ મારા અદીનું કરવાની એવણે મરજી દેખારીછ.

બોરશેદ—ચાલો સુગરાના! તમારા દીકરા નસીબવાલા છે. મકું તે છોકરી મજેની ખુબસુરત હોશે?

હુમાયજી—માય, અમે સત્તર વરસે હાંગકાંગથી અસ્તો ગીયે આઠવાડયેજ આયાં. એટલાં વરસ મેં મારા ભઇ બેજનજીનું ને મારી ભતરીજી કેટીનું મોહનુંબી કાંહ જોયુંછ? અદીએબી તે લોકને જનમમાં નથી જોયાં.

બોરશેદ—પણ કેટીનો કંઈ ફોટોગ્રાફ તો તમે મંગાવ્યો હોશેની?

હુમાયજી—નહીં માય–ભઇએ લખ્યુંછ કે જે વખત જાયછ તેમાં બેઉ જણાં અહીજ આવવાનાં છે ને––ને પછી શું વરી? સીધીભઇ ચાન દખો તો—

બોરશેદ—આપસે નજર આવેગા?–હી હી હી! (હસેછે)

ચાલોની, જરા ફરયે. મરે વીકટોરીયા ગારડન કેટલો મોટો છે––જરા મને બધાં જનાવરો દેખારજો,—અં.

[બધાં જાયછે.—બીજી મેરથી જાલ આવે છે.]

જાલ—(સ્વગત) વેલાતથી બારીસ્ટર થઈ આયા ને વરસ ઉપર થઇ ગીયું તોબી આજ ને કાલ તો ચોખ્ખા બાવાજીને માથે પડેલા છૈયે.! દુવા માગ, બચ્ચા જાલ, કે ડોસાજી પાસે દાહરીયાંછે નહીં તો બેડમ પાઇલના આય કોલરોને ઠેકાણે ચીપજેકને તાંહના રૂપ્યે દજનવાળા સેકંડ હેંડ કોલરોનાખી વાંધા પરતે? (પાછી લટાર મારે છે).

[ઝાડની પેલી ગમથી કોઇનો સાદ સાંભલી જાલ ચોંકે છે.]

ખોરશેદ—(અંદરથી) ઓ માયરે! આઓ શુ! મરેરે, હવે કમ કરૂં [સુનામાસી!--હમાબાઇ! કાંઉ જતાં રેહયાં?

જાલ—(કાન ઉંચા કરીને) કોઇ બાઇનો અવાજ છે.

[ખોરશેદ તથા અમીના દાખલ થાય છે—ખોરશેદની સારીની કલીમાં એક કાંટાવાલી ઝાડી વીટળાઇ ગઇ છે.]

ખોરશેદ—હી હી હી રોગ જાનેરે? આય સા ફેસ્તા? હરવઇ જાય તું અમીના, એમ સુઇ હેન જેવી કોહું શુ જોયા કરેછ? કાહરની, આઓ સુવા કાંટા બધા મારી સારીમાં વીટરઇ ગુટરઇ ગીયાછની? ઇહીહીહી (હસેછે.)

[ખોરશેદ વાંકી વળી ઝાડી કાહડવાની તજવીજ કરે છે. જાલ ધારી ધારીને તેણીને જોયા કરે છે.]

ખોરશેદ—અમીના, તું તો રાન છેકજ ઘેલું ગધેરૂં છે જો! ખીસ! સુઇ તું કાહરવી! મરે, કાંહની કાંઉ હું પછવારે રેહી ગઇ! કોઇ આગળ પાછળખી—ઓ!

[ખોરશેદની નજર જાલ પર પડે છે—તેણી હસી પડે છે.]

ખોરશેદ—હી હી હી! જી, તાહરના મારો રકાસ જોવા ઉભાછ કે? (હસે છે.) મરેરે, મેટની કાની હુંખી પક્ષીઓ જોવા પરી તેથી મારી સાથવાળાંઓ આગળ ચાલી ગીયાં.

જાલ—(વાંકો વલી તે કાંટાની ડાંખલી જોયછે) શું એ નહીંજ નીકળતું કેજી?

ખોરશેદ—નહીં, રસ્તાની વચ્ચો વચ એ પરેલું ઉતું તે મેં જોયું નહીં જોવની, કેવું બધું વીટરઇ ગીયુંછ તે?

[ખોરશેદ સારીનો છેડો જાલ ગમ ધરે છે—જાલ ગુડણુપર બેસી જઇ તે ઝાડી છુટ્ટી પાડે છે—ખોરશેદ વાંકી વલી તેને તેમ કરવા દઇ તેના મ્હોં ગમ જોયા કરે છે.]

જાલ—(ઉભા થતાં હસીને) લેવા, તમારાં અદીખાનામાંથી તમે છુટાં! પગમાં કાંટો બાંટો તો ભોકાયો નથીની?

ખોરશેદ—અરે નહી રે, કાંટા કંઇ નથી ભોકાયા. પણ તમુને ઘણી મેહેનત પરી—માફ કરજોજી. (ડોકું ધુણાવી મીઠાસથી હસેછે.)

જાલ—તમારી સાથવાળાંઓ કાંહ ગીયાં? તમુને વીસરી જઇને ઘેર ચાલીબાલી ગીયાં કે શું?

ખોરશેદ—નહીરે—હું ને મારાં માસી સુનામાય છેની તેવણ પાંડેની સેનીટેરીયમમાં ઉતરેલાં છેઇયે. તાંહ ડા૦ અરદેશર વજીફદાર ને તેવણનાં માય હમાબઇબી રહેલાં છે. તે લોક સાથ આજે જરા અહીં ફરતાંતાં—

જાલ—ઓહ અદી? એ તો મારો ફ્રેન્ડ થાયને દુરનો સગોબી છે. હાંગકાંગથી આયા પછી અમે એલફીનસ્ટન ક્રીકેટ કલબમાં દરરોજ મલ્યેછ. પણ એક્ષકયુઝ મી—છે તે-તમે-તમારૂં નામ શુંજી?

ખોરશેદ—જી હું પારડીના બમનજી મેહેતાની છોકરી. મારૂં નામ ખરશેદબાઇ છે. પણ જી, તમે કોણ?

જાલ—(બાજુએ) વોટ એ કેપીટલ ગર્લ!!

(ખોરશેદને મોટેથી)—મારૂં નામ જાલ—જાલભાઇ એદલજી ઉમરીગર.

ખોરશેદ—(બાજુએ) કેવો મજાનો લાયકીવાળો યંગ મેન છે-અં!

જાલ—(બાજુએ)-માઇ વર્ડ! આવી સ્વીટ છોકરી મેં કભ્ભી અગઉ નથી જોઇ. (મોટેથી) ઓ લેઓ! સામયેથી તે લોકોજ આવેછ. મીસ મેહતા, આય શું તમારાં ફ્રેન્ડો આયાં!

[અદી, હમાયજી, સુનામાસી દાખલ થાય છે.]

જાલ—સાહેબજી, અદી, સાહેબજી હુમાયજી.

[અદી ભપકામાં ડોકું નમાવી સાહેબજી કરે છે.]

અદી—અલ્લો જાલ! યુ હીઅર? આય અમારાં બીચારાં ખરશેદબાઇને કાંહથી પકરીયાં? આય એવણનાં સોભઇતાં સુનામાસી જોયાં? સુનામાસી, આય મારો દોસ્તદાર જાલ ઉમરીગર. એવણ બેરીસ્ટર છે, પણ હજુર લુખ્ખા છે. કોઇ બીચારાને કેસજ નથી સોંપતું.

ખોરશેદ—(મોટે સાદે ખડખડ હસી પડી) તારે તમે વરી ઘણા બાકી મસાલેદાર છેઓ. તમુને કેટલા કેસ મલીયાછ જે!

અદી—(ખભરીને) આમરેના બૈરાંઓને જો વાઉની કાની મરાવા મુકયાં હોય કેનં—તો ધાન ખાવા નહી માગે! જાલ, બીચારાં ખરશેદબાઇ છે તો ઓલ્યા ગપાટ જો, પણ પોતાને ઘણાં હુશીયાર સમજેછ. પણ તુંને કેમ એવણ મલી ગીયાં?

ખોરશેદ—મુઇ આય કાંટાની ઝારી સારીમાં વીટરઇ ગેઇ તે એવણ બીચારાએ આવીને કાહરી.

અદી—(તીરસ્કારથી હસીને) એમ તે કેમ આંધરાં ભીતની કાની તમે ચાલ્યાં, કે કાંટાની દાંખરીબી તમુને નહી દેખૂઇ?

હુમાયજી—ઓવાય, અદી! તુંબી શું જો!

ખોરશેદ—(ખુશ મીજાસથી) બા, આજ ને કાલ તો આપરે બધાંજ જણાં આંધરાં ભીત છઇયે કેની? જોવની, ડાકટર, તમારા આય આઇગ્લાસ છતાં તમે પોતેબી હમણા કેવા આંધરા ભીત છેઓ તે તમુને કાંઇ ખબેર છે?



કેટી બેજનજી દાવર.

ફોટો લેનાર મી૦ જહાંગીર તારાપોર, બી.એ.



જાલ ઉમરીગર.

ફોટો લેનાર મી૦ જહાંગીર તારાપોર, બી એ

**અદી**—(ફફડીને) લે ચાલો માયજી, આવાં ગામરયાં ગમાર છડીયરો સાથે તકરાર કરયા કરશું તો આપરૂંખી ભેજું પોચું પડશે.

**હુમાયજી**—ચાલો, ખરેખર હવે જતે. સુનામાય, ખરશેદબાઇ, અમે જઇયેછ, હું—સાહેબજી!

**ખોરશેદ**—સાહેબજી, હુમાયજી. (હુમાયજીને સેકહેન્ડ કરે છે.)

**અદી**—( મોટેથી હસીને ) વાહ આય તો નવું કૌતક! ગામરેની ખરસેદબાઇને સેકહેન્ડ સઉ કરતાં આવરેછ. અવાસ બરી ગીયા ને કોયલા રેહી ગીયા! હે–હે–હે!

(હુમાયજી અદી જાય છે.)

**ખોરશેદ**—મી૦ જાલભઇ, તમારા દોસ્તદારને કેની તે અમારા જેવાં ભાચાજી પોચોને નામની ઘણીજ સુગ છે. (હસે છે) તમુને આજે મારે લીધે ઘણી તસ્દી પડી, અં– માફ કરજોજી.

**જાલ**—અરે એમા તસ્દી શાની? તમારી સાથ આજે એમ નવઇ જેવી રીતે ઓરખાણ પરીછ તેથી હું ઘણોજ ઘણોજ ખુશી છેઉં, મીસ મહેતા (સુનામાયને) ચાલોજી, હું રજા લેઉંછ.

**ખોરશેદ**—( તેને સેકહેન્ડ કરતાં ) આવજો અં, બા. સાહેબજી.

**સુનામાસી**—હા ભઇ, આવજો, સાહેબજી.

**જાલ**—( જતાં જતાં બાજુએ ) પોન માઇ વર્ડ! She is an absolutely charming girl! એની આંખમાંજ બધી કરામત છે! હું ઇચ્છુંછ કે એને કોઇ વખત હું પાછો મલી શકું. (જાયછે.)

**ખોરશેદ**—( હસીને ) કેમ, માસી ડીયર, આજે રંગ જોયો?

**સુનામાસી**—જા–જા! દાહડાબરી! આજે સાંજથી હું બધું રોખરૂં જોવુંછ. તાહારની મારા પેટમાં ફાર પરીછ કે ભઇજી કેવો ડહવારો પારશે.

ખોરશેદ—વરી ભઇજીને વચમાં લાયાં કે? તેવણુ શુ કરશે? મને ઉંચકીને કુવામાં નાખી દેશે? બલા લેવી!

સુનામાસી—જો મરી જાઉં, કેટી, હજુરખી સમજ, તારે લીધે મને કેવું સાંભરવું પરશે. ઓ ખોદાય, મારાં તો હારેહાર ધ્રુજેછ.

(ખોરશેદ સુનામાસીનાં ખભાંપર હાથ મેલી કાનમાં કહે છે.)

ખોરશેદ—ગઇ કાલ સાંજથીજ ડા૦ અરદેશર આપરાં જેવાં ગરીબ ગામરીયાંઓ સાથ જે રીતે વરતેછ તેથી તમારાં હારેહાર નહીં ધ્રુજતાં કે?

સુનામાસી—અરે પણુ એ જાણુતો નથી તેથી—

ખોરશેદ—હા-હા-જાણુતો નથી તેથીજ! જાલ ઉમરીગરખી જાણુતો નથી તેથીજ તે આજે એક સાચ્ચા ગ્રહસ્થની માફક મારી સાથ વરત્યો! ચાલો, હવે મુંગા મુંગા ઘેર ચાલો. મને વધારે તમારી ટકટક નથી જોઇતી.

(ખોરશેદ, સુનામાસી, અમીના ત્રણુકે જણું જાય છે.)

---

## સીન ૨ જો.

→※:○:※←

[ દેખાવ—મેહરનોશજી વજીફદારના મકાન ગુલાબવાડીના કમપાઉન્ડનો એક ભાગ—એક બાજુએ લાકડાંનો રસટીક બાજટ છે.]

[ મેહરનોશજી વજીફદાર સદરા બદીયાન પર બગીચામાં ફરતા ફરતા ગાય છે.]

મેહેરનોસ—કરણીજ તેવી ભરણી અંતે તો પામો!
અંતે તો પામો, યારો, કરો જેવાં કામો!—કરણીજ.
બુરી કરણી કરવાવાલાં—પાપી નીષ્ટાનાં રીઝાલાં
અફલાએ ઠાલાં; અંતે મૂખ કાલાં; બુરા અંજામો!
—કરણીજ.

ભુંડું કરી ભલુંજ માંગે—હાથે કીધું હૈયેજ વાગે;
માગે તેવું પામે! વાવે તેવું આવે!—ભલાં બુરાં કામો!
—કરણીજ.

લોક મને ધસેલો કહેછ! પણ લોકને થોડોજ ખ્યાલ છે કે આય ગંધાર જેવી ગુલાબ વાડીમાં ગોંધઇ રહેતો પૈસેપુર ડોકરો મેહેરનોશ વજીફદાર બંદા કચ્ચકંઇનાં માથાં ધસાવી મુકનારો ગાયક્વાડી સોનેરી ટોલીનો અફલાતુન મુખી માકો મદારી પોતે છે! મનેબી શું પછાડા લાગાછ કોણ જાણે! એકલો અટુલો માંદા મરઘાંની માફક અહીં ઝુરીયા કરતાં હવે તો કંઠે પ્રાણ આયોછ! કંઇ લુંટફાંસ, મારફાડ, કીના કપટ, દગલબાજી સાથ દાવપેચો અજમાવવા પાછો જીવ વખ વખ થાયછ. કંઇ નવો રંગ જમાવવો જોઇયે. અહો! એ કોણ આવેછ? મને લાગેછ કે પેલો મારો ભત્રીજો કોઇ હાંગકાંગથી આવી મુવોછ તે હોશે. ખબર કાહડતાં મેં જાણ્યુંછ કે એવણ મુરબ્બી નાક પર લીંબુંબી ઠરવા દેતા નથી!

આલો—જાહરે આવી તક મલીછ તો જરા ભત્રીજાજી નેઃ તો રંગ તપાસ્યે !

[ મેહેરનોશજી બાજુએ ભરાઇ જાય છેઃ ડા૦ અરદેશર વજીફદાર ઇંગલીશ ડ્રેસમાં દાખલ થાય છે. ]

અદી—(અહીંથી તહીં લટાર મારતાં, સ્વગત)—એબી એક કરમની કાહનીજ તો—કે હું મારા પોતાના સગા કાકાને ઓરખતો નથી ! ને તેવણને નજરે જોયાબી નથી ! (હસે છે.) મારા મેહરનોશજી કાકા અહીં રહેછ. આય એવણની ગુલાબવારી ! જગા તો ફાંકરી છે. જોઇયે હવે અંકલજી થતા ધાંખરાજીબી એવાજ ફાંકરા છે કે નહી. લોક તો કહેછ કે ડાકરો આકલેટ મુવોછ. છેલ્લાં સત્તર વરસ થયાં હું—એવણના બેહસ્તી ભઇનો એકપુરો દીકરો—હાંગકાંગ પરેલો ઉતો, તેટલાં આ હેતવંતા કાકાએ મને કેટલાં કાગળો લખ્યાં ? બે ! અને તેબી ચાર ચાર લીટીના. (ફફડે છે) પણ શું કરયે ? ગરજ મોરી બાપડી ! મને પક્કી ખબર મલીછ કે ડોહાજી પાસે નાખી દેતાં પાંચ સાતેક લાકરીનો જીવ છે ને બૈરી છોકરાં કોઇ નથી. વેલ ઓલરાઇટ, દેખા જાયગા ! (હસેછ). બચ્ચા અદી, તુંબી નસીબ પુંજીને આયોછ—અં ? એક ગમથી આય ખખડીવખડી ગયલા ઘરડા કાકાનો આઇતો દહલો ને બીજી મેરથી સુરતનો કોઇ મારો ગબ્બર મામો બેજનજી દાવર કરીને મુવેલો છે તેનો જમઇ થવાનો ! ( હસે છે ). પણ કાંહ છે?—કોઇ કારૂં ચલ્લુંબી અહીં કે તહીં દીસ્તું નથી. કનફાઉન્ડ ધીઝ ઓલ્ડ ફોગીઝ ! અંદર જઇને ખબર કાહડવીજ પડશે.

[ અદી ધસારા સમેત અંદર જવા, માંડે છે તેટલાં મેહરનોશજી વજીફદાર, જેવણ મેલા સદરા લેંગા

તથા અલેચાની ટોપીમાં ઉઘાડે પગે આવે છે, તેવણુ સાથ ધરરર કરતો અફલાઇ જાય છે. અદી ભોંયપર પડી જાય છે. આઇગ્લાસ ઉડી જાય છે. ટોપી ખાબોચ્યાંમાં ખરડાઇ જાય છે.]

અદી—(ખુબ ખીજાઇને ઉઠી ઉભો થતાં) યુ ગદ્ધા? આંધરા ભીતની કાની ચાલી મરેછ? સામબે જોઇને ચાલતાં ડોરા ફુટી ગીયાતા કે?—તું કોણ છે?

મેહરનોશજી—(ડાચું ફસકાવીને) માણુહ છેઉં—હઉવે.

અદી—માણુસ કરતાં કોઇ ચીમપાન વાંદરો વધારે લાગેછ. (મેહરનોશજી હસે છે.) અરે, એમ હસયા શાનો કરી મરેછ?

[અદી મેહરનોશજીને એક કકડાવીને મુક્કી મારી જમીનપર તોડી પાડે છે; અને પછી ઉપરથી બે ચાર લાત લગાવી પોતાની લાકડી વડે ફટાફટ ફટકા લગાવે છે.]

અદી—(ઉસ્કેરાઇને) હરામખોર! બદમાશ! તું એક કંગાલ કમીનો બબરચી મારી સામબે આટલી બજાજી કરવાની શેખી કરેછ? તારૂં માથું ભાંજી નાખશ—તું મને ઓરખતો નથી.

[મેહરનોશજી વળી ઠંડે કલેજે હસે છે અને પછી આસ્તેથી ઉઠીને ઉભો થાય છે.]

મેહરનોશજી—હાએબ, તમે કોણુને પુછો?

અદી—કારા ચોરને! તું કોણ છે?

મેહરનોશજી—ઈકાં રહેતો છું. વાડીનું મનીખ થાઉ, હાઍબ.

અદી—હેંગ ધીઝ હાંડા માસ્તરત્ર! કાકાનેબી બીજાં ધુવડો મલતાંજ નથી કે તારા જેવાં અગલી બ્રુટોને અહીં લાવી વસાત્રીયાછ? બાગમાં પક્ષીઓને બીધરાવી ઉરાડવા વાસ્તે 'સ્કેરક્રો' તરીકે તુંને ઉભો રાખતા હોશે? ચાલ નીકલ મારી આગળથી, યુ સ્ટુપીડ એસ! જઈને અંદર મી૦ મેહરનોશજીને કેહ કે હું આયોછ—હું તેવણુનો ભત્રીજો થાઉં—હું ડાકટર અરદેશર વજીફદાર.

[મેહરનોશજી આસ્તેથી બાજટપર ગોઠવાઈ બેસે છે.]

મેહરનોશજી—(શુદ્ધ પારસી ઉચ્ચારે) બહુ સારૂં. શું હોકમ છેજી ફરમાવો, ભત્રીજા સાહેબ!

અદી—(ફગલાઈને) હેં? તમે-તમે-કોણ? (બાજુએ) અરરરર મોહરમોકાણ!

મેહરનોશજી—હું તમારો કાકો મેહરનોશજી વજીફદાર ખુદ બ ખુદ પોતે! બોલો ડાકટર, તમુને મારૂં શું કામ પડયુંછ?

અદી—હું-મને-મકુજે-તમે મારા કાકા! મને માફ કરજોજી. મેં તમુને ઓળખ્યા નહી. આય કપરાંમાં—

મેહરનોશજી—કંઈ નહી બા, કંઈ નહી. એવા તો મેં મારી જીંદગીમાં કંઈ સેંકડો વખત માર ખાધેલા. ધીસ જમતાં જમતાં જનમ ગીયો ને દીલમાં બધે ગોબાખી પરીયાછ.

અદી—મારી ભુલ થઈ, સાહેબ—

મેહરનોશજી—અરે ભુલ શાની બા? એક ગરીબ માણુસને તમે લાત મુકી મારીને ગાળ દેઓછ ને પૈસાવાળા કાકાને સાહેબ સાહેબ કરોછ તે આપરે જાણી લીધુંછ. બીજું વધારે એમ જાણયુંછ કે ભોંયપર પડેલા એક ગરીબ ભુખા માણુસ ઉપર ફરાફર લાકડી ઉગામતાં તમુને સારી આવરેછ. બીજું કંઈ કહોછ, ડાકટર સાહેબ?

**અદી**—(બાજુએ) તોબાહ! મેં શું આય છબરડો કીધો! (મોટેથી) સાહેબ, ગીયે અઠવાડયેજ હું ને માયજી કરી હાંગકાંગથી આયાં. આટલા દાહરા તમારી આગળ અવાયું નહી તેથી દલગીર છેઉં.

**મેહરનોશજી**—તમે મોટા ડાકટર પરીયા એટલે તેરાંની વાટ જોતાં'તા! ને તેરૂં નહી આયું તાહરે જખ મારીને આયા—કેમજે તમે જાણતાં'તા કે કાકા પાસે ચીચોરા છે.

**અદી**—નહીજી હું તો આજે તમુનેજ મળવા આયોછ. ઘણે વરસે તમુને મલ્યો, સાહેબ—

**મેહરનોશજી**—એ બધી લભ્ભાસ જવા દેવો. તમે તમારા ગબ્બર કાકાની દોલતના સુંધારા લેવા આયાછ તે હું બરોબર સમજુછ.

**અદી**—(ચીરડાઇને) શેઠ, તમારા પૈસાની વાત લાવ્યા કરી તમે મને અપમાન કરોછ. તમે પૈસા—પૈસા શું બોલ્યા કરોછ? તમારા પૈસા વગર હું કાંઇ બેસી રહેવાનો નથી, સમજીઆ!

**મેહરનોશજી**—કેમ બા, પાછો ભેજાંમાં પવન ભરાયો કે? પાછી મારી ઉપર હાથ ચાલાકી કરવાનો વીચાર હોય તો જરા અગાઉથી હવે તો કહેજો, અં કે!

**અદી**—મેહરનોશજી કાકા, જરા મારૂં સાંભળો. તમે મને ગેરઇનસાફ કરોછ. તમે મને અઠરી પરીયા તારે હું કાંઇ જાણતોતો કે તમે મારા કાકા છેઓ?

**મેહરનોશજી**—નહીરે, તમે તો ફકત એમજ જાણતાતા કે હું એક હરામખોર બદમાશ ને—છે—તે—હાંડામાસ્તર—બબરચી—ને—ચીમપાન વાંદરો—ને—ઘરડું ઘુવડ—ને—ભુટ છેઉં! પણ હવે બધી પંચાત છોરો ને તમે કહેવા શું માગોછ તે બોલી દેઓ, અરદેશરં બા!

અદી—હું એમ કહેવા માગુંછ કે મારે લાયકનું કંઈ કામ હોય તો હું—

મેહરનોશજી—તમારે લાયકનું કામ? હા છે. મારા બાગમાં પક્ષીઓને બીધરાવી ઉરાડવા વાસ્તે એકુ "સ્કેરક્રો' જોઈયેછ. આપરે છે તે જો ઉમેદવાર તરીકે તમે—

[અદી જવા માટે ઉભો થાય છે.]

ઓ! કેમ, સીધારોછ કે?

અદી—(તરડાઇને) તમે ખરેખરા ભેજાંના કડક છેઓ! હું અહીં આયો તાહરે જુદા આવકારની મેં આશા રાખી'તી. પણ હું હવે જોઉંછ કે લોક તમુને માંથાથી ગીયેલા કહેછ તેમાં જરાબી નવાઇ નથી. તમારા પૈસા! તમારા એવા નજીસ પૈસાની મને (ટચાકડી ફોડીને) આટલીબી દરકાર નથી.

(આસી જાય છે.)

મેહરનોશજી—(હસીને સ્વગત) પોરીયો તો ઘોડે ચઢીનેજ આયો તો! પણ કમબખ્ત જાણતો નથી કે બંદાનેબી બધા વા વાગી ચુકાછ. બાપરે, એને જો પૈસા બઇસા મળે કેની તો મારો વાહાલો રોજ અરધો ડજન ખુનો કરયો જાય! છટ—મારો ઠરાવ હવે મજબુત થયોછ. એ ડુકતો હવે મારે મનથી જીવતોજ નથી. પેલી છોકરી શીરીનનોજ વીચાર હવે તો સટલ. ગેઇ પરમ દહારનું મેં પેલા ચંડાલ ગુસ્તાદને વલસાડ લખ્યુંછ તો ખરૂં કે જરૂર મને આવીને મલી જાય જે વખત જાય તેમાં એ નખોદ ગીયો આવતોજ હોશે?——

(ગુસ્તાદ કાનફાટયો લ્હેરે લ્હેક તપખીર સુંઘતો હસ્તે મોહડે આવે છે. પછવાડે એક ઘાટી એક ત્રંક અને એક બેડીંગ ઉંચકી લાવે છે.)

અંહ! કોણ? ગુસ્તાદ કાનફાટયો! આ તારો બપાવો .મરે તારો!! ઇંગ્રેજીમાં કહે તેમ" નાપાક સહેતાનનું નામ દેવો ને તે તમારી બગલમાં આવેલોજ છે!!"

ગુસ્તાદજી—સાહેબજી મહેરબા! એ સહવારના પોહરમાં વાડીમાં શું ફાંફાં મારે?

મેહેરનોશજી—તું આયો કે, નાપાક! ઘેરાના બાઘા—બચ્ચીત તું સો વરસ જીવશે! મશકેરી નહીં—હું આય ઘરીએ તારોજ વીચાર કરતો'તો.

ગુસ્તાદજી—શું છે શું? કંઇ ઘણીજ દોરાદોરમાં મને બોલાયવો? એ વીલ કરવાની ધરફરીમાં શાનો પયરો હેં?

મેહેરનોશજી—ગુસ્તાદ, માણસની જીંદગીનો કંઇ ભરૂસો છે? હમણાં તું કુંબા જેવો બરો ને તરો છે. કાલ ઘરી ચપકામાં તુંજ ઠંડોગાર બનીને પથ્થરપર પરે તો શું નવાઇ!

ગુસ્તાદજી—હટ! દુવાર! સવારના પોહરમાં એવી અવર વાણી ના કાહર! પથ્થરપર પરેની તું ને તારો બાપ સાથે.

મેહરનોશજી—બેસ-બેસ! અહીં જરા બેસી મર—ને હું કેહુંછ તે સાંભર? જે દહારથી મારૂં લીવર પાકવા માંડયું તે દાહારથી ડાકટરોએ મને સાફ કહી મુકયુંછ કે કોઇબી મીનીટે મને ચાલતી પકરવી પરશે. જો ગુસ્તાદ, તું એમ તારૂં પટેટા જેવું નાક ના ધવડ. હું રજેરજ જાણુંછ કે તું કેવો વીટીપરનો નંગ છે. તેં ચંડાલે અત્યાર સુચીમાં સેંકડો અસીલોને રરાવી માર્યાંછ—ફારજરીઓ કીધીછ—ખોટાં વીલો બનાવ્યાંછ—ખોટા સાક્ષીઓ ને ખોટા દસ્તાવેજો ઉભા કરવામાં——

ગુસ્તાદજી—(ચીરડાઇને) કેમ-કેમ?—વરી છેકજ આરો ફાટેછ કે, મેહેરનોશ?

મેહરનોશજી—ગધેરા, તેમાં ખોટું શું છે? એ તો વકીલનો ધંધો એવોજ પરીયો. તારાં જેવાં ગૌહુસ્ની પરીક્ષા તો મારા જેવો ઝવેરીજ કરી શકે.

ગુસ્તાદજી—અરે પણ તુંને મારીપર એટલો અવીશવાસ છે તારે મને બોલાવ્યો શું કામ?

મેહરનોશજી—માથું ફોરવા! જો સાંભળ—ગધેરા—મારે વીલ કરવું છ. મારી છ લાખને સુમારે પુંજી છે તે એક ચોકકસ પોરીને આપવા માંગું છ. મારાં કાગલમાં મેં તુંને લખ્યું તેમ મારી પછી તુંને એ છોકરી—શીરીન ગાંધી—નો ગારડીયન બનાવવોછ.

લે ચાલ હું તુંને કેહું તે પ્રમાણે એક ખરડો ઘડી કાહર. કાહરની કાગળ ને પેન—બેસી મરની—નખોદ ગીયો ડાચું શું જોયા કરેછ?

ગુસ્તાદ—અરે! પણ તારૂં અત્યાપાત થાય! વલસાડ વેરથી મને અહીં ધેં ધેં કરીને તેરાવી મંગાવ્યો. હું આખી રાત ટ્રેનમાં ઠણઠણ કરતાં ઠાકી ગીયોછ જરા દમ તો ખાવા દે! જરા ચાહે નાસ્તો તો પુછી મર——

મેહેરનોશજી—હું તુંને ચાહે આપશ—નાસ્તો આપશ—બધું આપશ. તું પહેલાં બસ હમણાજ નોટસ કરી લે. અંદર બંગલામાં પછી જઈને પેટ ફાટી જાય તેટલું જોભરયા કરજે.

ગુસ્તાદજી—(ડાચું કુમળાવી બેસેછે.) વારૂં હવે શું કહેછ? વીલ બનાઉં? તેમાં તેં તારા કાગળમાં લખ્યું તેમ કોઈ તારા ભત્રીજા ડા૦ અરદેશરને તું સબરદબર રખરાવી નાંખવા માંગે?

[ગુસ્તાદજી કાગળની એક કાપલી ઉપર થોડીક નોટસ ઉતારે છે.]

વારૂં—પછી—મેહલ્લા, તારી બધી અસ્કયામત, મીલકત નાણું જે છે તે પેલી કોણ? શીરીનબઈ કોણ!—

મેહેરનોશજી—શીરીન ગાંધી.

ગુસ્તાદજી—ઉંહ-તે તારી શું સગી થાય? (અવાચી ખાય છે.)

મેહેરનોશજી—સગીબગી કોઇ નહીં. જો જરા ધ્યાનથી સાંભળ, અવાચી ના ખાઇ મર! મારી જુવાનીમાં એક વખ્ત એવો ઉતો, દોસ્ત, કે જાહરે આય છાતીમાં જીગર જેવી ચીજ ઉતી ને તે એક ઓરતે લુટી લીધી'તી. પણ પછવાડેથી તે ઓરત મારી મોહબતને બેવફા થઇ ને મારી સ્કુલના મારા કલાસનાજ મારા જીવે જાનના એક દોસ્ત નામે સોરાબ ગાંધી સાથ પરણી ગેઇ. તે લોકને તાંહ એક છોકરી અવતરી-તે આય શીરીન ગાંધી.

ગુસ્તાદજી—(હસીને) ચાલ જા! તુંને તાહરે તો પ્યારનોબી મરજ લાગી ચુકેલો! હે-હે-હે!

મેહેરનોશજી—ગુસ્તાદ, મેં હમણાજ ચાંપતી ખબર કાહાડી તો જણાયુંછ કે બીચારો મારો સોરાબ હાલ બે એક વર્ષ થયાં ગુજરી ગીયોછ. તેની વીધવા પોતાની દીકરી શીરીન સાથે હાલ અહમદનગર ખાતે ઘણી ગરીબાઇમાં રોએછ. આજે વર્ષો થયાં મેં માય દીકરીને જોયાં નથી; પણ મારા વાહલા સોરાબ ગાંધીની આગલી દોસ્તીની યાદમાં ને-ને-જુવાનીની ઘડીભરની મારી મોહબતને ખાતર હું આય પગલું ભરવા ચાહુંછ. તેમાં પેલો મારો બીજાજી ભત્રીજો હમણાંજ-અબઘડી-મને ઘેર બેઠાં અહીં આવીને બફતાદી ઝીલાવી ગીયો. એ પછી મારો ઠરાવ મક્કમ થયોછ.

ગુસ્તાદજી—(હસે છે) ઓ તારી!

મેહેરનોશજી—હા હમણાજ ઘોરે બેસીને આયો' તો-ને મને બબરચી સમજી મારો વાહલો પોતાની જાત દેખારી ગીયો. તું બસ હવે વીલમાં લખજે કે શીરીન ગાંધી

